# મુસાહેબ—લતિફલ.

છપાવી પ્રગટ કરનાર :

ખોજા હાશમ જેરાજ—સેક્રેટરી.

શ્રી ખોજા શીઆ ઈસ્ના અશરી કચ્છકેરા જમાઅત.

મુંબઈ, લાલબાગ :

જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅક્સ્ટન પ્રીન્ટીંગ વર્કસમાં
ન. ૧૪૧, મેહેરજી બી. માકાદવાલાએ છાપ્યું છે

૧૯૧૩

૪૬૪-૧૩

# કલેમાહ.

**લાઈલાહ ઇલ્લલ્લાહ મોહમદુન રસૂલુલ્લાહ**
**અલીયુન વલીયુલ્લાહ વસીટચે રસૂલિલ્લાહ.**

## અલ્લાહ પંજતનની સંખ્યા.

અલ્લાહ એક. પંજતન પાચ. ઇમામ બાર માઅસુમ ચાદ.
પયગમ્બર એક લાખ ચોવીસ હજાર
અલ્લાહનું નામ=યા અલ્લાહ.

## પંજતનનાં નામો.

૧. યા મોહમ્મદ, ૨ યા અલી, ૩. યા ફાતેમાહ, ૪ યા હસન, ૫. યા હુસએન

## ઇમામોનાં નામો.

૧. ઇમામ હઝરતે અલી અલ્યહિસ્સલામ
૨. ઇ૦ હ૦ હસન અ૦
૩. ઇ૦ હ૦ હુસએન અ૦
૪. ઇ૦ હ૦ ઝએનુલ આબેદીન અ૦
૫. ઇ૦ હ૦ મોહમ્મદ બાકિર અ૦
૬. ઇ૦ હ૦ જાઅફરે સાદિક અ૦
૭. ઇ૦ હ૦ મૂસાએકાઝિમ અ૦

૮ ઈ૦ હ૦ અલી મૂસારઝા અ૦
૯ ઈ૦ હ૦ મોહમ્મતકી અ૦
૧૦ ઈ૦ હ૦ અલીયુનનકી અ૦
૧૧. ઈ૦ હ૦ હસન અસકરી અ૦
૧૨ ઈ૦ હ૦ મેહેદી સાહેબુઝ ઝમાન અ૦

## ચૌદ માઅસૂમ અ૦ મુસ્સલામ.

હ૦ નબી મોહમ્મદ મુસતફા સ૦, બીબી ફાતેમાહ અ૦ તથા બાર ઈમામો મળી ચૌદ માઅસુમ અર્થાત્ મુન્નજામ કહેવાય છે

## પયગમ્બરોનું બયાન.

બધા મળીને એક લાખ ચોવીસ હજાર પયગમ્બરો થયા છે તેમાના પહેલા હ૦ આદમ અ૦ છે અને છેલ્લા હ૦ મોહમ્મદ મુસતફા સ૦ છે તેઓ પછી કોઈ પયગમ્બર થયો નથી અને થશે પણ નહી

## સલવાત.

અલ્લાહોમ્મ સલ્લેઅલા મોહમ્મદ વઆલે મોહમ્મદ

## કલેમાહની માએના.

લાઇલાહ ઇલ્લલ્લાહ = બીજો કોઈ ખુદા નથી, મગર ખુદા એક છે. મોહમ્મદુન રસુલુલ્લાહ = આપણા પયગમ્બર હ૦ મોહમ્મદ મુસતફા સ૦ ખુદાના રસુલ છે. અલીયુન વલીયુલ્લાહ = હ૦ અલી ખુદાના વલી છે. વસીયે રસૂલિલ્લાહ = વસી પયગમ્બરના અંગદક છે.

## માએના સલવાતની.

યા અલ્લાહ મોહમ્મદ અને તેની ઓલાદપર રહેમ કર

## ઉસૂલેદીન = દીનનાં મૂળ પાંચ છે.

૧ તોહીદ, ૨ અદલ ૩ નબુવ્વત, ૪ ઇમામત, ૫. ક્યામત.

## માએના ઉસૂલેદીનની.

**તોહીદ** = ખુદા એક છે, તેનો કોઈ શરીક કે ભાગીઓ નથી તેમજ તેના ઓરત, બચ્ચા, સગાવહાલા કે માબાપ નથી

**અદલ** = ખુદા ઇન્સાફી છે ઝાલિમ નથી જે જેવુ કરશે તેવુ પામશે જે તેનુ હુકમ બજાવી લાવશે તેને જન્નત દેશે અને જે તેની નાફરમાની કરશે તે દોઝખમા જશે

**નબુવ્વત** = આપણા પયગમ્બર હ૦ મોહમ્મદ મુસતફા સ૦ ખુદાના છેલ્લા નબી છે તેઓને સાથે ગણતા એક લાખ ચોવીસ હઝાર પયગમ્બરો ખુદાએ મોકલ્યા છે તે બધા બરહક છે.

**ઇમામત** = ઇમામ બાર છે. તેરમો ઇમામ કોઇ નથી. બારમા ઇમામ ખુદાના હુકમથી ગયબ છે. જ્યારે ખુદાનું હુકમ થશે ત્યારે જાહેર થશે અને આખી દુન્યાને ઇસલામ અને અદાલતથી ભરી દેશે.

**ક્યામત** = આપણે બધા મરવા પછી ખુદાવંદે કરીમ આપણને જીવતા કરી હિસાબ લેશે તે દિવસ પચાસ હઝાર વરસનો એક દિવસ થશે, એ કુરઆનથી સાબીત છે. સૂરજ સવા નેઝાપર આવી ઉભો રહેશે. ઝમીન ત્રાંબાવરણી તપશે તે દિવસને ક્યામત કહે છે

## ફુરૂએદીન=દીનની શાખો દશ છે તેનાં નામ.

૧. નમાઝ, ૨. રોઝા, ૩. હજ્જ, ૪. ઝકાત, ૫. ખુમ્સ, ૬. જેહાદ, ૭. અમ્રબિલ માઅરૂફ, ૮. નહીઅઝ મુનકર, ૯. તવલ્લા, ૧૦. તબરરા

## માએના ફુરૂએ દીનની.

**નમાઝ**—દરરોઝની પાચ વખતની નમાઝ અને બીજી અગીઆર જાતની નમાઝ છે તે સરવે તેના વખતોપર પડવી વાજીબ છે.

**રોઝા**—માહે મુબારક રમઝાનનો ચાંદ દેખાવાથી બીજો ચાદ દેખાવા સુધી રોઝા રાખવા વાજીબ છે.

**હજ્જ**—શક્તિવાન માણસપર મક્કા શરીફમા આવેલા કાઅબતુલ્લાહ જવુ વાજીબ છે.

**ઝકાત**—આપણી પાસે એક પેટીમાં સો રૂપીઆ બાર માસ લગણ પડેલા હોય તેમાંથી અઢી રૂપીઆ ઝકાત કાઢવી વાજીબ છે. તે હક ગરીબ મોઅમિનોનો છે.

**ખુમ્સ**—આપણી કમાઇમાંથી બધુ ખરચ કાઢતા જે બાકી રહે તેમાંથી પાંચમો બાગ ખુમ્સ કાઢવી વાજીબ છે. તેમાંથી અરધો હક ગરીબ સાદાતોનો છે તથા અરધો હક ઇમામનો છે; જ્યાં સુધી બારમા ઇમામ ગયબ છે ત્યાં સુધી તે હકના એ બે ઈમામને પહોંચાડવું જોઇએ.

**જેહાદ**—રાહે ખુદામાં નબી અથવા ઈમામના હુકમથી લડાઇ કરવી.

**અમ્રબિલ માઅરૂફ**—કોઇ દીનીભાઇ ખુદાનું હુકમ ન પાળતો હોય તેને પાળવા સમજાવવું, જો ઉમેદ હોય કે તે માનશે.

**નહીઅન્નમુનકર**—કોઇ દીની બીરાદર ખુદાની નાફર-માની કરતો હોય તો તેને સમજાવી વારવુ, જો ઉમેદ હોય કે તે માનશે.

**તવલ્લા**—ચૌદ માઅસૂમ અ૦ તથા તેઓના દોસ્તોથી દોસ્તી રાખવી.

**તબર્રા**—ચૌદ માઅસૂમ અ૦ ના દુશમનોથી દુશમની રાખવી.

## વઝુનું બ્યાન.

વઝુ એટલે બે ધોવુ અને બે મસાહ કરવાને વઝુ કહે છે. પહેલુ ધોવું મોઢાનુ, બીજું ધોવુ બે હાથોનું, પેહેલું મસાહ આગલા માથાંનુ, બીજુ મસાહ બે પગોનુ

## વઝુ કરવાની તરકીબ.

૧ બે પગોને કાંડા સુધી ધોઇ સાફ કરવા

૨ બે હાથોને કાંડા સુધી ધોઇ સાફ કરવા.

૩. નિય્યત કરવી કે વઝુ કરૂંછુ નમાઝને માટે વાજીબ કુરબતન ઇલલ્લાહ પણ જો નમાઝનુ વખત ન હોય તો ફક્ત કુરબતન ઇલલ્લાહ કહેવું.

૪. નિય્યત પછી તરત જમણા હાથમાં પાણી લઇ મોઢાં ને કપાળ ઉપર વાળ ઉગે છે ત્યાથી તે હડપચી સુધી લબાઇમાં

તથા પહોળાઇમા અંગુઠા તથા વચલી આગળીમા સમાય તેટલું ધોવુ.

૫ પછી બે હાથોને કોણીઓથી તે આગળીઓનાં માથા લગણ ધોવું.

૬ જમણા હાથની ત્રણ આગળીઓથી તાલુથી તે કપાળ પર વાળ ઉગે છે ત્યા સુધી મસવુ.

૭ જમણા હાથની આગળીઓ વતી જમણા પગની આગળીઓના માથાથી તે ઉપર સુધી મસાહ કરવુ એટલે મસવું.

૮. એવીજ રીતે ડાબા હાથની આગળીઓથી ડાબા પગનુ મસાહ કરવુ.

## નમાઝના વખતોનું બ્યાન.

૧. સુબ્હ, ૨ ઝોહોર, ૩ અસર, ૪ મગરિબ, ૫. ઇશા.

## નમાઝની રકઅતોનું બ્યાન.

સુબ્હની બે, ઝોહોરની ચાર અસરની ચાર, મગરિબની ત્રણ ઇશાની ચાર બધી મળીને આખા દિવસમા સતર રકઅત નમાઝ પડવી વાજીબ છે

## નમાઝની નિય્યતનું બ્યાન.

દાખલા તરીકે સુબ્હની નમાઝ પડવી હોય તો નિય્યત કરે કે નમાઝ પડું છુ સુબ્હની બે રકઅત અદા વાજીબ કુરબતન ઇલલ્લાહ કહે

## થોડાક અરકાનોની સમજ.

અરકાન = ભાગો

તકબીર = અલ્લાહો અકબર કહેવુ

ક્યામ = ઉભા રહેવુ અથવા ઉભા થવુ

કુઉદ = બેસવુ .

રૂકુઅ = ગુઠણ લગણ હાથ પોચે એટલુ નમવું.

સીજ્દા = ઝમીનપર માથુ રાખવુ, સીજ્દામા કપાળ, બે હાથ, બે ગુઠણ, તથા બે પગોના અગુઠા મલી સાત ભાગ ધરતીપર રહે

## સૂરાએ હમ્દ.

બિસ્મિલ્લા હિર્રરહમા નિર્રહીમ અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન અર્રરહમા નિર્રહીમ માલિકે યવમિદ્દીન. ઇય્યાક નઅબોદો વ ઇય્યાક નસતઇન એહદેનસ સેરાતલ મુસતકીમ. સેરાતલ્લઝીન અનઅમત અલયહિમ, ગયરિલ મગઝુબે અલયહિમ વલઝઝાલીન

## સૂરાએ ઇખલાસ.

બિસમિલ્લા હિર્રરહમા નિર્રહીમ કુલ હુવલ્લાહો અહદ. અલ્લા હોસ્સમદ લમયલિદ વલમયૂલદ વલમય કુલ્લહુ કોફોવન અહદ.

## ઝીકરે રૂકુઅ.

ત્રણ વખત સુબહાનલ્લાહ અથવા એક વખત સુબહાન રબ્બિયલ અઝીમ વ બેહમ્દેહી.

## ઝિકરે સુજુદ.

ત્રણ વખત સુબહાનલ્લાહ અથવા એક વખત સુબહાન રબ્બિયલ અઆલા વ બેહમ્દેહી.

## ઝિકર બાઅદ રૂકુઅ.

સમે અલ્લાહો લિમન હમેદાહ.

## ઇસ્તિગફાર.

અસતગફિરૂલ્લાહે રબ્બી વ અતુબો એલયહે.

## ઝિકરે કયામ.

બિહવલિલ્લાહે વકુવ્વતેહી અકૂમો વ અકઉદ

## દુઆએ કુનુત.

રબ્બના આતેના ફિદ્દુન્યા હસનતન વ ફિલ આખેરતે હસનતન વકેના અઝાબન્નાર

## તશહુદ.

અશહદો અનલા ઇલાહ ઇલ્લલ્લાહ વહદહુ લા શરીક લહુ વ અશહદો અન્ન મોહમ્મદન અબ્દોહુ વ રસૂલોહુ અલ્લાહુમ્મ સલ્લેઅલા મોહમ્મદન વ આલે મોહમ્મદ.

## સલામ.

૧ અસ્સલામો અલયક યા અય્યોહન નબીય્યો વ રહમતુલ્લાહે વ બરકાતોહુ, ૨ અસ્સલામો અલયના વઅલા ઇબાદિલ્લા હિસ્સાલેહીન, ૩. અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહે વ બરકાતોહુ.

## તસબીહાતે અરબઅ.

સુબહાનલ્લાહિ વલહમ્દો લિલ્લાહે વ લાઇલાહ ઇલ્લલ્લાહો. વલ્લાહો અકબર.

## બે રકઅતી નમાઝ પઢવાની રીત.

કિબલાની તરફ મોઢું કરી ઉભા રહેવું પછી નિય્યત કરી તકબીર કહી સૂરાએ હમ્દ તથા સૂરાએ ઇખલાસ પડી તકબીર કેહેવા પછી રૂકુઅમાં જઇ ઝિકરે રૂકુઅ પડી ઝિકર બાઅદ રૂકુઅ પડતા પડતા ઉભા થઈ તકબીર કહેવી પછી સીજદામાં જવુ ઝિકરે સજુદ પડી માથુ ઉપાડી તકબીર કહી બે ગુઠણ મ ડીએ બેસી ઇસતિગફાર પડી બીજા સીજદામાં જવુ, ઝિકરે સજૂદ પડી માથું ઉપાડી તકબીર કહેવી એટલે એક રકઅત પૂરી થઇ પછી ઝિકરે કયામ પડતા પડતા ઉભા થઈ તકબીર કહી બીજી રકઅત શરૂ કરવી સૂરાએ હમ્દ તથા સૂરાએ ઇખલાસ પડી મોઢા સામે બે હાથ રાખી દોઆએ કુનુત પડવી પછી તકબીર કહી રૂકુઅ તથા સીજદાહ પહેલી રકઅત પ્રમાણે પડી બીજા સીજદા પછી તશહુદ પડી સલામ પડવા એટલે બે રકઅત પૂરી થઈ.

## ત્રણ રકઅતી નમાઝ.

ત્રણ રકઅત નમાઝ પડવી હોય તો નિય્યત કર્યા પછી આગલ બતાવ્યા પ્રમાણે બે રકઅત નમાઝ પડી સલામ પડયા વગર ઝિકરે કયામ પડતા ઉભા થઈ તકબીર કહેવી. પછી ફકત સૂરાએ હમ્દ અથવા તસબીહાતે અરબઅ ત્રણ વાર પડી રૂકુઅ

સીજદા વગેરા પડી બીજા સીજદા પછી ગુઠણુ મ ડીએ બેસી તશહુદ પડી સલામ પડવા એટલે ત્રણુ રકઅત નમાઝ પુરી થઈ

## ચાર રકઅતી નમાઝ.

ચાર રકઅતી નમાઝ પડવી હોય તો આગલ બતાવ્યા પ્રમાણ ત્રણુ રકઅત પડી તશહુદ તથા સલામ પડયા વગર ત્રિજે કયામ પડતા ઉભા થયા તકબીર કહી ફકત સુરાએહમ્દ અથવા તસબીહાતે અરબઅ ત્રણુ વાર પડી રૂકુઅ સીજદા પડી બીજા સીજદા પછી બે ગુઠણુ મ ડીએ બેસી તશહુદ તથા સલામ પડવા એટલે ચાર રકઅત પુરી થયા.

## તસબીહે જનાબે ફાતેમાહ.

અલ્લાહો અકબર ૩૪ વાર, અલહમ્દો લિલ્લાહ ૩૩ વાર, સુબહાનલ્લાહ ૩૩ વાર.

## ફાતેહા.

સુરાએ હમ્મદને સુરએ ફાતેહા કહે છે અને ફાતેહા પડવામા એજ સુરા પડાએ છે.

## ફાતેહા સાથે પડવાની આયતો.

ઇન્નલ્લાહ વ મલાએકતોહુ યોસલ્લુન અલન્નબીય યા અય્યો હલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહે વ સલ્લેમૂ તસલીમા સુબહાન રબ્બેક રબ્બેલ ઇઝઝતે અમ્માયસેફૂન વસલામુન અલલ મુરસલીન વલહમ્દો લિલ્લાહે રબ્બેલ આલમીન

## વઝુની થોડીક શરતો.

૧. વઝુનુ પાણી પાક તથા પોતાનુ હોવુ જોઇએ.
૨. પાણી ખુશબુ અથવા અગ્કવાળુ ન હોવુ જોઇએ.
૩. વઝુ કરવાની તથા વઝુનુ પાણી પડવાની જગા પોતાની હોય
૪. વઝુ તથા મસાહના ભાગ આગલથી પાક કરવા.
૫. વઝુનુ પાણી બધા ભાગોમા પહોચવુ જોઇએ. કોઇ ઠેકાણે ચોકાસ કે વીટી પેહેરેલી હોય તે દૂર કરવી.

## નમાઝની થોડીક શરતો.

૧. નમાઝીનું અંગ તથા કપડા પાક હોવા જોઇએ.
૨. મરદ નમાઝીના અંગપર રેશમી કપડા તથા સોનાનું દાગીનું ન હોવું જોઇએ.
૩. મરદો માટે શરમની જગાઓ ઢાકવી બસ છે. ઓરતોએ તમામ બદન ઢાકવુ વાજીબ છે
૪. નમાઝ પડવાની જગા પરાઇ તેમજ છીનવી લીધેલ ન હોય.
૫. નમાઝ પડવાની જગા નજીસ અને સૂકી હોય તો અડચણ નહી પણ સીજદાની જગા પાક હોય.
૬. જે નમાઝ પડીએ છઇએ તેનુ વખત હોવું જોઇએ.
૭. નમાઝ પડવા ટાંણે નઝર તથા મન એક ઠેકાણે રાખવાં.
૮. નમાઝ એવી રીતે પડવી કે સાથે બીજા માણસો નમાઝ પડતા હોય તો તેને અડચણ ન આવે.

## નમાઝ પછી પઢવાની દુઆ.

અસતગફિરૂલ્લા હલ્લઝી લાઇલાહ ઇલ્લાહોવલ હય્યુલ કય્યુમ રબ્બી ઝિલજલાલે વલ ઇકરામે વ અત્ બો એલયક.

## પરચુરણ સવાલ—જવાબ.

સ૦—ખુદા કેટલા છે?

જ૦—એક.

સ૦—ખુદા જોવામાં કેમ નથી આવતો?

જ૦—ખુદાને શરીર આકાર નથી તારે કેમ દેખાય.

સ૦—વિના દેખે આપણે કેમ માનીએ કે ખુદા છે?

જ૦—હવાને તેની અસર થકી તેનું હોવું માનીએ છઇએ તેમજ ખુદાના કામોથી તેનું હોવું જાણી શકાય છે

સ૦—ખુદાએ શું કામો કયા છે તે બતાવી શકસો?

જ૦—હા, તેણે ઝમીન અને આસમાન બનાવ્યા. આસમાનમાં સૂર્ય, ચંદ્ર અને અગણીત તારાઓની રચના કરી ઝમીન ઉપર બીજાં પ્રાણીઓ વિગેરે બનાવી પોતાની અણહદ કુદરત બતાવી છે.

સ૦—ખુદાના ઓરત બચ્ચાં છે કે?

જ૦—નહીં.

સ૦—ખુદાને ભૂખ, તરસ, તથા નિંદ્રા આવે છે?

જ૦—નહીં.

સ૦—ખુદાનુ રહેઠાણ ક્યા છે?

જ૦—તે બધી જગાએ મોજૂદ છે. કોઈ પણ જગા તેના વિના ખાલી નથી.

સ૦—પયગમ્બર એટલે શું?

જ૦—ખુદાના સમાચાર ઇનસાનોને પહોંચાડનારને પયગમ્બર કહે છે.

સ૦—બધા પયગમ્બરો કેટલા થયા છે?

જ૦—એક લાખ ચોવીસ હઝાર.

સ૦—પયગમ્બરની ઓળખ શું?

જ૦—તેઓ મોઅજીઝા બતાવી શકે છે.

સ૦—પહેલા પયગમ્બરનું નામ શું?

જ૦—હ. આદમ અ. જેઓ આખી દુન્યાના દાદા છે.

સ૦—છેલ્લા પયગમ્બરનું નામ શું?

જ૦—આપણા પયગમ્બર હ. મોહમ્મદ મુસતફા સ. છે. તેઓ પછી કોઈ પણ નબી થયો નથી અને થશે નહીં.

સ૦—આપણા પયગમ્બર પાસે મોઅજીઝો હતો?

જ૦—હા. તેઓના ઘણા મોઅજીઝામાંથી આ પણ એક મોઅજીઝો છે કે એક વેળા તેઓએ ચંદ્રના બે કટકા કર્યા હતા.

સ૦—ઇમામ એટલે શું?

જ૦—નબી પછી તેઓની ગાદી ઉપર બેસનાર.

સ૦—ઇમામની ઓળખ શું?

જ૦—ઇમામનો પડછાયો ન પડે. ઈમામનાં અંગ પર

માખી ન બેસે. ઇમામ પર વાદળાં છાંયો કરે અને મોઅજીઝા પણ બતાવી શકે.

સ૦—આપણા ઇમામ કેટલા છે.

જ૦—બાર.

સ૦—તેમો ઇમામ ન થઇ શકે?

જ૦—આપણા બારમા ઇમામ જીવતા છે તેઓની હયાતીમા બીજો ઇમામ થઇ ન શકે.

સ૦—બારમા ઇમામ જીવતા છે ત્યારે ક્યા છે?

જ૦—ગયબ છે જ્યારે ખુદાનુ હુકમ થશે ત્યારે જાહેર થઈ આખી દુન્યાને ઇસિલામ અને અદાલતથી ભરી દેશે.

સ૦—આપણે નમાઝ પડવામા કઇ દિશાએ મોઢ઼ુ રાખીએ છઇએ?

જ૦—આથમણી દિશા તરફ.

સ૦—એ તરફ મોઢુ રાખવાનુ કારણ શુ?

જ૦—એ તરફ મકકા શરીફ છે તેમા ખુદાનું ઘર કાઅબા છે

સ૦—કાઅબાની સામે શા માટે ઉભા રહેવુ જોઇએ?

જ૦—કારણ તે ઘરને ખુદાએ આપણો કિબલાહ મનાવેલો છે.

સ૦—એ સિવાય બીજી દિશા સામે ઉભા રહી નમાઝ પડીએ તો ન પડી શકાય?

જ૦—નજ ચાલે, કારણ કે ખુદાનું ફરમાન એમજ છે.

સ૦—કુરાન શુ છે?
જ૦—તે આપણા ધર્મની મૂળ કિતાબ છે.
સ૦—કુરાન ક્યાંથી આવેલુ છે?
જ૦—ખુદા તરફથી.
સ૦—કુરાન કોણ પર ઉતર્યુ છે?
જ૦—આપણા પયગમ્બર હ. મોહમ્મદ મુસ્તફા સ.
સ૦—કુરાન શા માટે ઉતર્યુ છે?
જ૦—દીન તથા દુન્યાનો રસ્તો બતાવવા.
સ૦—કુરાન જેવી કિતાબ માણસથી બની શકે?
જ૦—તે ખુદાની બનાવેલી કિતાબ છે બીજાથી એ ન બની શકે. સેકડો વરસો થયા એના જેવી એ આયત પણ કોઈનાથી બની શકી નથી.
સ૦—દીન એટલે શુ?
જ૦—ધર્મ.
સ૦—આપણે દીન શા માટે પાળવો જોઈએ?
જ૦—દીન પાળવાથી આકેબત સુધરે છે.
સ૦—આકેબત એટલે?
જ૦—માણસ મરવા પછી જ્યા જાય છે તે જગાને આકેબત કહે છે.
સ૦—ત્યા શુ છે?
જ૦—સારા માણસો માટે જન્નતમા સુંદર બગીચા તથા મહેલો છે, અને પાપી માણસો માટે દોઝખમા આગની સજા છે.

સ૦—આપણો દીન કયો છે?

જ૦—ઈસલામ.

સ૦—ઇસલામ સિવાય બીજા દીનથી આખેરત ?

જ૦—નહીં. કારણ કે એ દીન ખુદાએ પોતાના
માટે પસંદ કરી રસુલે ખુદા સ. સાથે મેં

